# કચ્છમાં પાટીદારોનો પ્રવેશ



○ ગોકળદાસ પટેલ ○

**કચ્છની પ્રાચીન ભૌગોલિક સ્થિતિ :**

કચ્છમાં કૂર્મિ ક્ષત્રિયો ક્યારે અને ક્યાં થઈને પ્રવેશ્યા તે સમજતાં પહેલાં કચ્છની હાલની અને પ્રાચીન સમયની ભૌગોલિક સ્થિતિ સમજવી જોઈએ.

હાલમાં કચ્છની ઉત્તરે મોટું રણ છે અને આ રણની ઉત્તરે પાકિસ્તાનનું સિંધ છે. કચ્છની પૂર્વ અને દક્ષિણ દિશામાં નાનું રણ છે અને તે બાજુએ ગુજરાતના બનાસકાંઠા અને મહેસાણા જિલ્લાઓ આવેલા છે.

પણ ઈ. સ. પૂર્વે કચ્છનાં આ બંને રણના સ્થળે પ્રાચી, સરસ્વતી, લૂણી અને બનાસ નદીઓ વહેતી હતી. આ નદીઓ કચ્છના તે સમયના ફળદ્રુપ પ્રદેશમાંથી વહેતી અને કચ્છના અખાતમાં પડતી હતી. સિંધુ અને બીજી કેટલીક નદીઓ કચ્છના ઉત્તરના પ્રદેશમાં સમુદ્રને મળતી હતી.

આમાંની કેટલીક નદીઓ ધીમે ધીમે અધવચ લુપ્ત થઈ ગઈ અને કેટલીક પોતાનાં વહેણ બદલીને સિંધુ નદીમાં ભળી ગઈ. સમય જતાં સિંધુનાં મુખ વધારે ને વધારે પશ્ચિમ તરફ ખસતાં ગયાં અને છેવટે તેનો 'પૂરણ' નામનો એક ફાંટો જ કચ્છમાં બાકી રહ્યો. આ ફાંટો કચ્છના પશ્ચિમ ભાગમાં થઈ અરબી સમુદ્રને મળતો હતો.

આ નદીનું વહેણ પણ ઈ. સ. ૧૭૬૪માં ઝારાના યુદ્ધ પછી સિંધના અમીર ગુલામશાહે મોરામાં બંધ બંધાવીને કચ્છમાં આવતું અટકાવી દીધું. આ બંધના લીધે લખતરની ઉત્તરે આવેલાં છછઈ પ્રદેશનાં ડાંગરોનાં ખેતરોની ફળદ્રુપતા ઓછી થઈ.

**ઈ. સ. ૧૮૧૯ના ધરતીકંપની કચ્છ પર અસર :**

આ પછી પણ સિંધુ નદીના જે નાના ફાંટાઓ કચ્છમાંથી પસાર થતા હતા તે ઈ. સ. ૧૮૧૯ના ધરતીકંપના લીધે બંધ થતા ગયા.

ધરતીકંપના લીધે નવા બનેલા નીચાણવાળા ભાગોમાં દરિયાનાં પાણી ફરી વળ્યાં અને આ ભાગ ખારોપાટ થયો.

કેટલાક ભાગો ખડકાળ અને પથ્થરિયા બન્યા; કેટલાક ભાગોમાં રણ ઊપસી આવ્યાં અને આમ કચ્છની ફળદ્રુપતા ઓછી થઈ ગઈ.

**પ્રાચીન સમયનું ફળદ્રુપ કચ્છ**

આમ પ્રાચીન સમયમાં કચ્છમાં અનેક નદીઓ વહેતી હતી. કચ્છ ખેતી માટે ફળદ્રુપ પ્રદેશ હતો અને ખેતી તથા પશુપાલનનો ધંધો કરનાર કૂર્મિ ક્ષત્રિયોને પોતાની વસાહતો સ્થાપવા માટેનું કચ્છ અનુકૂળ સ્થળ હતું.

**કૂર્મિ ક્ષત્રિયોનો કચ્છમાં પ્રવેશ (ઈ. સ. પૂર્વે ૩૦૦) :**

ઈ. સ. પૂર્વે ૩૦૦ના અરસામાં ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં પંજાબમાંથી કૂર્મિ ક્ષત્રિયોનાં ટોળાં ગુજરાતમાં આવ્યાં ત્યારે જ કચ્છમાં કૂર્મિ ક્ષત્રિયોઓનાં ટોળાંઓએ પ્રવેશ કરેલો જણાય છે. આ ટોળાં સિંધ, રાજસ્થાન અને રાધનપુરના માર્ગોથી કચ્છમાં દાખલ થયેલા જણાય છે. આ ટોળાંઓમાં લોર અને ખારી બંને કૂર્મિઓ હતા એટલે કચ્છમાં શરૂઆતથી જ લેઉવા અને કડવા એમ બંને પેટા જ્ઞાતિઓના પાટીદારો વસતા હતા અને ખેતી કરતા હતા.

હવે ઉત્તર ગુજરાત અને અડાલજ પ્રદેશમાંથી પાટીદારો ક્યારે અને ક્યા સંજોગોમાં કચ્છમાં ગયા તે નીચેની હકીકતથી જણાઈ આવે છે.

**ગુજરાતના કણબીઓને કચ્છમાં જવાનું કારણ :**

ઈ. સ. ૧૪૪૯માં ઈમામશાહ નામના એક સૈયદ ઈરાનથી મુસાફરી કરતા કરતા ગુજરાતમાં આવ્યા હતા. તેમણે અમદાવાદ નજીકના ગીરમથા ગામની સીમમાં મુકામ કર્યો હતો. આ વખતે ત્રણચાર વર્ષથી ભારે દુકાળના લીધે ત્યાંના કણબીઓ ખૂબ દુઃખી હતા.

આમ કચ્છમાં કૂર્મિક્ષત્રિયો ઈ.સ. પૂર્વે ૩૦૦ના સમયથી રહે છે.

# કડવા પાટીદારોનું કચ્છમાં સ્થળાંતર



) ડૉ. ઈશ્વરલાલ ઓઝા )

જરાતના ઈતિહાસનું આનુંવંશિક પરિપ્રેક્ષ્યમાં પરિશીલન કરવામાં આવે તો સ્પષ્ટ થશે કે ગુજરાતી પ્રજાનો સિહ ભાગ બહારથી આવીને અત્રે વસી ગયો છે. એ જ રીતે કચ્છના ઈતિહાસનુ અધ્યયન કરવાથી પણ મોટાભાગની કચ્છી પ્રજા બહારથી આવીને ત્યાં વસી ગયેલી દેખાય છે. પાટીદારો પણ આ રીતની એક ફરારી જાતિ તરીકે સ્થળાંતર કરતાં કરતાં પંજાબમાંથી માળવા થઈને ગુજરાતમાં આવ્યા.

**કચ્છ આગમનનો પ્રથમ પ્રારંભ :** સામાન્ય રીતે એવું માનવામાં આવે છે કે પંજાબથી માળવા થઈને ઉત્તર ગુજરાતના ઊંઝા આસપાસના વિસ્તારમાં સ્થાયી થયેલ આ કૂર્મિ ક્ષત્રિય જાતિ સમયાંતરે મધ્ય ગુજરાત, દક્ષિણ ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં સ્થળાંતર કરી ગઈ. પરંતુ કચ્છી સાધનો પરથી એવી એક સંભાવના ઊભી થાય છે કે ઇસુની ત્રીજી સદીના અંતમાં કૂર્મિ ક્ષત્રિયોનું એક જૂથ પંજાબમાંથી સીધું કચ્છમાં આવ્યું હતું.[૧]

આ જૂથ કચ્છમાં તળ ગુજરાતની માફક પોતાની ઓળખ કણબી-પાટીદાર તરીકે પ્રસ્થાપિત કરવાને બદલે ક્ષત્રિય-ખત્રી તરીકે ઓળખાયું. આજે પણ કચ્છના હિન્દુ અને મુસ્લિમ ખત્રીઓની 'અરોરા' જેવી પંજાબી શાખો આ બાબતને સમર્થન આપે છે.

તદુપરાંત એક અનુશ્રુતિ મુજબ કચ્છમાં બાજરાનું સર્વ પ્રથમ વાવેતર પાટીદારોએ કર્યું હતું. બાજરાનું મૂળ નામ 'શીતળો' હતું. અર્થાત્ આ ધાન્ય ઠંડા પ્રદેશમાં થતું ને ઠંડા પ્રદેશની પ્રજાનો ખોરાક હતો. આનો અર્થ એ થાય કે પાટીદારોના પ્રથમ જથ્થો કચ્છમાં ઉત્તર ગુજરાતના ગરમ પ્રદેશને બદલે ઉત્તર ભારતના પંજાબ જેવા ઠંડા પ્રદેશમાંથી કચ્છમાં આવ્યા હશે. શીતળાને તો કચ્છીઓ પચાવી શક્યા તેથી 'ભા-જર્યો' અર્થાત્ 'બાજરો' નામ મળ્યું. (હે ભાઈ પચ્યા કે? હા ભાઈ પરચ્યો અર્થાત ભાજર્યો - બાજરો એમ નિષ્પન્ન થયું.)

**કડવા પાટીદારોના કચ્છ સ્થળાંતરનાં કારણો :** કચ્છના પાટીદારોના વિવિધ જ્ઞાતિ સમૂહમાં કડવા પાટીદારોની સંખ્યા નોંધપાત્ર છે. અત્યારે તેમની સંખ્યા ચાર લાખ ઉપરાંત છે. જેમાં દોઢલાખ તો કચ્છમાં નખત્રાણા, માંડવી, ભુજ, લખપત અને અંજાર તાલુકાનાં કુલ ૧૪૦ જેટલાં ગામોમાં વસે છે. જ્યારે અઢીલાખ જેટલા કડવા પાટીદારો સાબરકાંઠા, મુંબઈ અને ભારતના અન્ય ભાગોમાં વસે છે. ભૂતકાળમાં પણ તેઓ કચ્છમાં મહત્ત્વ પૂર્ણ સ્થાન ધરાવતા હતા. ઈ. સ. ૧૮૮૦ની જનસંખ્યા પ્રમાણે કચ્છમાં તમામ શાખાના પાટીદારોની કુલ વસ્તી ૨૯,૪૬૬ હતી. જેમાં કડવા પાટીદારો ૧૩,૮૧૪ હતા.[૨] આવી નોંધપાત્ર સંખ્યા ધરાવતો પ્રજા સમૂહ કચ્છ જેવા તળ ગુજરાતની તુલનામાં ઓછા આકર્ષક પ્રદેશમાં વિના કારણ વસે નહિ. એ માટે મહત્ત્વનાં કારણો આ પ્રમાણે આપવામાં આવે છે.

**ધાર્મિક કારણ :** ઈમામશાહ સૈયદ નામના સૂફી સંત ઈરાનથી ગુજરાતમાં આવ્યા અને અમદાવાદ પાસેના ગીરમથા ગામમાં સ્થાયી થયા. તેમની પ્રતિભાથી અંજાઈને ગુજરાતના અહમદશાહી વંશના સુલતાન મહમદશાહ બીજાએ પોતાની શાહજાદી તેમને પરણાવતાં આજુબાજુની મુસ્લિમ તેમજ હિન્દુ પ્રજા પર તેમનો પ્રભાવ વધી ગયો. 'કાગને બેસવું અને ડાળનું ભાગવું' એ ન્યાયે એક વખત યોગાયોગ એમના કહ્યા પ્રમાણે વરસાદ વરસવાથી પાટીદારોની એમના પર શ્રદ્ધા બેસી ગઈ. આ ઘટનાને નોંધતાં શ્રી પુરુષોત્તમભાઈ પરીખ નોંધે છે કે, 'દૂર દૂર ના ઘણા લોકો એના શિષ્ય થવા લાગ્યા. એ જ પ્રમાણે કચ્છમાં વાસ કરી રહેલા કણબીઓના પૂર્વજો પણ પરચો જોઈ તેના શિષ્ય થયા. તેમને અત્રેના (અમદાવાદ પ્રદેશના) પ્રાંત તરફથી વિટંબણા પડવા માંડી એટલે તેઓ સઘળા કચ્છ જઈ વસ્યા.'[૩] આ જ બાબતને સમર્થન આપતી નોંધ વાંઢાય(કચ્છ)થી પ્રસિદ્ધ થતાં 'ઉમાદર્પણ' નામક સામયિકમાં છે. આ નોંધ પ્રમાણે 'ઈસુની ૧૫મી સદીમાં ગુજરાતમાં મુસ્લિમ ગુરુ ઈમામશાહના પ્રભાવમાં આવીને કેટલાંક કડવા પાટીદાર કુટુંબોએ પીરનો પંથ કે પીરાણા પંથ સ્વીકાર્યો.'[૪]



એ યુગની ધાર્મિક સંકીર્ણતાના સંદર્ભમાં પીરાણા પંથના અનુયાયીઓ બનેલા પાટીદારો માટે તળ ગુજરાતમાં હિન્દુ તરીકે રહેવું દુષ્કર બન્યું. પરિણામે તેમણે વતનથી દૂર કચ્છમાં

વસવાટ કરવાનું પસંદ કર્યું.

**કચ્છના ગરાસદારોનું પ્રોત્સાહન :** પાંખી વસ્તીને કારણે પહેલાં કચ્છમાં ખેતપેદાશની ઊણપ વર્તાતી નહોતી પરંતુ પાછળથી વસતી વધતાં કૃષિકર્મમાં પ્રવીણ હોય તેવી જાતિઓને વસાવવાનું કચ્છના ગરાસદારોને યોગ્ય લાગ્યું. પરિણામે તેમના પ્રયત્નોને કારણે જ હાલારમાંથી લેઉઆ પાટીદારો કચ્છમાં આવ્યા. એ જ રીતે તળ ગુજરાતમાંથી કડવા પાટીદારો અત્રે આવ્યા. આ ઘટનાના સંબંધિત કારણને સ્પષ્ટ કરતાં શ્રી સી. કે. પટેલ નોંધે છે કે, 'કચ્છના ગરાસદારોએ ખાસ ખેતીના વિકાસ માટે જ આ ખડતલ અને મહેનતુ પ્રજાને પ્રોત્સાહન આપી કચ્છમાં વસવાટ કરાવ્યો.'[૫]



**મુસલમાનોનો ત્રાસ :** ઈ. સ. ૧૩૦૪માં પાટણમાં દિલ્હીની મુસ્લિમ સલ્તનતની સત્તા સ્થપાતાં પાટણની પડોશના ઊંઝા વિસ્તારમાં વસતા પ્રમાણમાં સુખી અને નિરુપદ્રવી પાટીદારો મુસ્લિમોના અત્યાચારના સર્વ પ્રથમ સ્વાભાવિક શિકાર બન્યા. પરિણામે તેમને ઊંઝા છોડીને અસારવા, ચાંપાનેર અને કચ્છ જવું પડ્યું. શ્રી પરીખના શબ્દોમાં, 'અણહિલપુર રાજધાનીનું શહેર કાયમ રહેવાથી નજીકનાં ગામડાં પર મુસલમાનોનો અત્યાચાર વધતો ગયો તેમ તેમ કણબીઓ નાસી નાસી અસારવા નજીક વસ્યા હતા. પરંતુ અસારવા અને અમદાવાદ રાજધાનીનાં શહેર થયાં એટલે તેઓ વધારે નજીક આવ્યા. પરિણામે તેઓમાંના કેટલાક કાઠિયાવાડ અને ત્યાંથી કચ્છ ભણી ગયા.'[૬]

અત્રે એ નોંધવું જરૂરી છે કે ગુજરાતમાં ચૌલુક્ય (સોલંકી) શાસન દરમ્યાન ઉત્તર ગુજરાતમાં કડવા પાટીદારો વ્રજપાલજી અને તેમના વંશજોની સત્તાને કારણે શાસક પ્રજાવર્ગમાં આવતા હતા. તેથી સ્વાભાવિક રીતે નવા સાર્વભૌમ મુસલમાનો અને મગરૂર કડવા પાટીદારો વચ્ચે સંઘર્ષ થાય. જેને કારણે કેટલાંક વિશેષ સ્વમાની પરિવારો કચ્છમાં વસી ગયાં.

**સ્થળાંતરકારીઓનો વિસામો - શિકરા :** કચ્છી સાધનો મુજબ પ્રવર્તમાન કાલમાં કચ્છસ્થિત કડવા પાટીદાર સમૂહના પૂર્વજો ઈસ્વીસનની ૧૬મી સદીમાં ઉત્તર અને મધ્ય ગુજરાતમાંથી કચ્છમાં આવીને વસ્યા છે. સૌ પ્રથમ ઈ. સ. ૧૫૨૪માં વેલા પટેલ તથા નાકર પટેલે ભચાઉ તાલુકાનું શિકરા ગામ વસાવ્યું.[૭] શ્રી પરીખ જણાવે છે તેમ 'પીરાણા પંથના ધર્માધ્યક્ષ પીર ઈમામશાહના આદેશથી ઈ. સ. ૧૫૨૪(સં. ૧૫૮૦)માં વેલા પટેલ અને નાકર પટેલે કચ્છમાં જઈને શિકરા ગામ વસાવ્યું. ત્યાં વેલા પટેલે પોતાના નામે વેલાસર તળાવ બંધાવીને કાયમી વસવાટ કર્યો.'[૮]

ત્યારબાદ જેમના પૂર્વજો અડાલજના હતા તે અજા પટેલે પીરાણા પંથ સ્વીકારતાં તેમને પણ શિકરા આવીને વસવાટ કરવો પડ્યો. એ જ રીતે મૂળ ધોળકા વિસ્તારના સારંગજીને પણ પીરાણા પંથ સ્વીકારતાં શિકરા આવવું પડ્યું. તેમને પગલે પગલે બારેજાના વતની એવા અત્યારે ઠાકરાણી અને હલપાણી શાખથી ઓળખાતા પાટીદારો પણ શિકરે આવી વસ્યા.

ત્યારબાદ વસઈના ગોવા પટેલને પીરાણા પંથ સ્વીકારતાં શિકરા આવવું પડ્યું. એ જ રીતે પીરાણા પંથના સ્વીકારને કારણે શિકરા આવવું પડ્યું હોય તેવો સિલસિલો ચાલુ જ રહ્યો. ફક્ત ઉત્તર ગુજરાતનાં અનેક પરિવારો વાગડમાં શિકરા ખાતે સ્થાઈ થયાં. જેમાં ઊંઝાના સોમા પટેલ, દેવજી પટેલ, નાગજી પટેલ અને સાંખલા શાખાનાં કુટુંબો નોંધ પણ ગણાય. આ ઉપરાંત અડાલજનાં દીપાણી પરિવાર, ભાલેજના જેસિંહ દેસાઈના ત્રીજા પુત્રનો પરિવાર, અમદાવાદનાં છ ભઈઆ શાખાનાં કુટુંબો, મહેસાણાનો પોકાર શાખાના પૂંજા પટેલનો પરિવાર, ભાલેજનું રામાણી શાખાનું કુટુંબ, સુણાવનું સુરાણી શાખાનું કુટુંબ, વસોના ભાવા પટેલનો પરિવાર, અડાલજના જીવા પટેલ તથા પસલા પટેલનાં કુટુંબો, નડિયાદના હંસરાજ અને મોહન પટેલનો પરિવાર અને ધોળકાના પચાણ પટેલ, વેલો પટેલ અને નાકર પટેલનાં કુટુંબોનો સમાવેશ થાય છે.

આમ શિકરા ગુજરાતમાંથી સ્થળાંતર કરીને આવેલા પાટીદારોનું કેન્દ્ર બન્યું. આમાંના મોટાભાગનાં કુટુંબો પીરાણા પંથના સ્વીકારને કારણે કચ્છમાં આવતાં હતાં. જ્યારે કેટલાક પરિવારો, ઉપર ચર્ચિત અન્ય કારણોવશાત્ કચ્છમાં આવ્યાં હતાં.

**શિકરાથી કચ્છનાં અન્ય ગામોમાં સ્થળાંતર :** આગળ જોયું તેમ મુખ્યત્વે પીરાણા પંથના સ્વીકારને કારણે કડવા પાટીદારોનાં કેટલાંક કુટુંબો વાગડમાં શિકરા આબાદ કરીને વસી ગયાં. કાલક્રમે શિકરામાં તળ ગુજરાતના અન્ય વિસ્તારોમાંથી આવતાં કુટુંબોમાં સતત વધારો થતો ગયો. આને કારણે શિકરાની જમીન પર ભારણ વધ્યું. પરિણામે તેમને કચ્છનાં બીજાં સ્થળો પર દષ્ટિપાત કરવો પડવો. આ પ્રકારના શુલકીભવનના દબાણને કારણે શિકરાથી કચ્છનાં અન્ય સ્થળોએ જવાનો દોર શરૂ થયો. તેથી શિકરામાંથી કેટલાંક પરિવારો વિશેષતઃ માનકૂવા, ભડલી, વિરાણી, અંગીયા, કોટડા, નખત્રાણા, નેત્રા, વિથોલા, કરબોઈ, મથલ, ગડાંણી, ખોંજાણી, મગવાણા, દરશડી, ઉપરાણી, ડોઝાપર,

ભડલી, સરવાણા જેવાં અનેક ગામોમાં વસી ગયા. આના દૂરગામી પરિણામ સ્વરૂપે આજે કચ્છના નખત્રાણા, ભુજ, માંડવી, અંજાર અને અબડાસા તાલુકાઓનાં લગભગ ૧૪૦ જેટલાં ગામોમાં તેમના વારસદારો વસે છે.



માનકૂવામાં વેલાણી, ગોગારી, ચવાણ, અને હલપાણી અટક ધરાવતાં પરિવારો વસી ગયાં. જ્યારે વિરાણીમાં નાકરાણી, દીમાણી અને ગોગારી શાખાઓ વસી. એ જ રીતે અંગીયામાં ચોપડા, કોટડામાં પારેખ, નખત્રાણામાં પોકાર, રામાણી અને લાંબાણી, નેત્રામાં સાંખલા, વિથોણમાં સુરાણી, કરબોઈમાં ભાયાણી, મજાલમાં પોકાર, ગડાંણી ગામમાં ગદ્દણી અને લાંબાણી, ખોંભડીમાં પોકાર તેમજ દરશડીમાં બાથાણી શાખા પાળાં કડવા પાટીદાર પરિવારો વસી ગયાં.[૯]

**કચ્છમાંથી પુનઃ મહાભિનિષ્ક્રમણનો પ્રારંભ :** આમ તળ ગુજરાતમાંથી કડવા પાટીદારો કચ્છમાં આવીને વસી ગયા. આગળ જોયું તેમ મુખ્યત્વે ધાર્મિક કારણોસર તેમને સ્થળાંતર કરવા ફરજ પડી હતી. એમાં કેટલાંક આર્થિક કારણો પણ હતાં. અને તેથી જ કચ્છથી આગળ પણ તેમનું આ મહાભિનિષ્ક્રમણ ચાલુ રહ્યું. કાલક્રમે કચ્છમાંથી પુનઃ ઉત્તર ગુજરાતમાં વિશેષતઃ સાબરકાંઠામાં અને ત્યાંથી મુંબઈ સહિત સમગ્ર ભારતમાં ફેલાયા. આજે સાબરકાંઠાના ૨૫૦થી ૩૦૦ જેટલા કંપાઓમાં લગભગ પોણો લાખ જેટલા કચ્છી કડવા પટેલો ખેતી અર્થે સ્થાયી થયેલા છે. ઉત્તર ગુજરાતના આ વિસ્તારોમાં કૃષિક્ષેત્રે હરિયાળી ક્રાંતિ થઈ હોય તો તેનો યશ કચ્છી પાટીદારોને ફાળે જાય છે.

કૃષિકાર ઉપરાંત બિલ્ડર અને સૉ-મિલના ક્ષેત્રે સમગ્ર ભારતમાં કચ્છી કડવા પાટીદારોનો ડંકો વાગે છે. આજે ભારતમાં કાશ્મીર, પંજાબ, હરિયાણા અને ઈશાન ભારતનાં કેટલાંક નાનાં રાજ્યોને બાદ કરતાં સમગ્ર ભારતમાં ૫૦૦૦થી વધુ વસ્તીવાળું એક પણ ગામ નહિ હોય કે જ્યાં કચ્છી પાટીદારોની સૉ-મિલ ન હોય !

**પાદનોંધ**

૧. 'કચ્છ તારી અસ્મિતા', કચ્છ મિત્ર વિશેષ પ્રકાશન, ભુજ-૧૯૯૬માં શ્રી સી. કે. પટેલનો 'ધીંગી ધરતીનાં ખંતીલાં છોરુ - પાટીદાર' નામક લેખ, પૃષ્ઠ ૨૯૭.

૨. કચ્છમિત્રના તા. ૨૩-૮-'૯૮ની સુરખાબ પૂર્તિમાં 'કુલકથા કણબી કોમની' નામક શ્રી ભરતકુમાર પી. ઠાકર અને શ્રી સંજય પી. ઠાકરનો લેખ, પૃષ્ઠ ૩.

૩. શ્રી પુરુષોત્તમ લલ્લુભાઈ પરીખ, 'કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઇતિહાસ', પૃષ્ઠ ૧૯૫-૯૬.

૪. 'ઉમા દર્પણ' પ્રથમ વિશેષાંક, સપ્ટેમ્બર ૧૯૯૬, પૃષ્ઠ ૧૯.

૫. પટેલ સી. કે., ઉપરોક્ત, પૃષ્ઠ ૨૯૭.

૬. પરીખ પુ.લ. ઉપરોક્ત, પૃષ્ઠ ૭૧.

૭. કચ્છમિત્ર, તા. ૨૩-૮-'૯૮નો અંક, સુરખાબપૂર્તિ, પૃષ્ઠ ૩.

૮. પરીખ પુ. લ., ઉપરોક્ત, પૃષ્ઠ ૧૯૬

૯. ડૉ. મંગુભાઈ રા. પટેલ, 'સામીપ્ય' ઑક્ટોબર'૮૬માં 'કચ્છમાં કડવા પાટીદાર-સમાજ અને સુધારા પ્રવૃત્તિ- એક સમીક્ષા' નામક લેખ, પૃષ્ઠ ૪૨, ૪૩.

*આ જગતમાંથી હું એકવાર પસાર થવાનો છું. તેથી જો કશી મમતા બતાવી શકું તેમ હોઉં, કે કોઈ સારું કામ કરી શકું તેમ હોઉં, તો લાવ અત્યારે જ તે કરી લઉં, કારણ કે હું અહીંથી ફરી નીકળવાનો નથી.*

*હે ધરતીમાતા !*

*અજાણ્યા તરીકે હું તારે કિનારે ઊતરેલો, મહેમાન થઈને તારા ઘરમાં રહેલો, અને હવે મિત્ર બનીને તારે દ્વારેથી વિદાય લઉં છું.*